

। सर्व वेदोना द्विजोने उपयोगी ॥

# ॥ लघु नित्यकर्म ॥

દ્વિજોના હિતાર્થે પ્રકટ કરનાર

પુરુષોત્તમ ગોવિંદરામ ભટ્ટ.

સાણંદ. હાલ પાટડી આ૦ માસ્તર.

"अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः ॥"

ભાવાર્થઃ—વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિ નિત્યકર્મ નહિ કરીને દ્વિજ પાપરૂપ દોષને પામે છે.

પહેલી અવૃત્તિ, પ્રતિ ૧૦૦૦.

"નિર્મળ" પ્રીન્ટીંગ પ્રેસ.—અમદાવાદ.

શાકે ૧૮૩૦. સંવત ૧૯૬૫. ખ્રીસ્તાબ્દ ૧૯૦૯.

## સર્વ વેદોના દ્વિજોને ઉપયોગી લઘુ નિત્યકર્મ.

# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ટાંક. |
|---|---|
| ઉષ્ણોદક સ્નાનવિધિ | ૧ |
| ભસ્મનાં ત્રિપુંડ્રનો વિધિ | ૨ |
| સંધ્યાપ્રયોગ | ૨ |
| પ્રાતર્હોમ | ૬ |
| સાયંહોમ. | ૮ |
| નિત્યદાન | ૮ |
| શ્રીગુરુપૂજન. | ૯ |
| બ્રહ્મયજ્ઞવિધિ | ૧૧ |
| તર્પણપ્રયોગ | ૧૨ |
| શિવપૂજનવિધિ | ૧૩ |
| વૈશ્વદેવપ્રયોગ | ૧૪ |
| ભોજનવિધિ | ૧૬ |
| ગૌણસ્નાન | ૧૭ |
| સૂતકમાં સંધ્યા કરવાનો વિધિ | ૧૮ |
| સાયંકાળ. | ૧૮ |
| યજ્ઞોપવીત ધારણ પ્રયોગ | ૧૯ |



॥ श्रीसद्गुरुर्विजयते तमाम् ॥

# ॥ सर्व वेदोना द्विजोने उपयोगी लघु नित्यकर्म ॥

પ્રાત:કાલમાં ઉઠી પોતાના ઇષ્ટદેવનું ધ્યાન તથા પોતાના સ-
દ્ગુરુશ્રીએ ઉપદેશ કરેલા ઇષ્ટમંત્રનો દશ વાર જપ કરી, પૃથ્વીને
બે હાથ જોડી પગે લાગી, શય્યામાંથી નીચે ઉતરી, ગુરુજનોને વં-
ન કરી, પછી આંખો ધોઇ, કોગળા કરી, મળ-મૂત્રનો ત્યાગ કરવા
જવું. પછી માટી તથા જળથી હાથ-પગ ધોઇ, કોગળા કરી, યો-
ગ્ય વૃક્ષનું બાર કે દશ આંગળ લાંબુ દાતણ એક સ્થળે બેસીને ક-
રવું. ત્યારપછી શ્રીસૂર્યને પગે લાગવું. પછી ઘેર સ્નાન કરવું હોય તો
નીચેપ્રમાણે કરવું.-

## ॥ उष्णोदकस्नानविधि ॥

ઘેર ઊના જલવડે નહાવું; ટાઢાથી નહિ. પાત્રમાં પ્રથમ થોડું
ટાઢું પાણી લઇ તેમાં બીજું પોતાને જોઇએ તેવું ગરમ જળ રેડ-
વું. ટાઢું પાણી લેતાં તીર્થોની ભાવના કરવી. પછી પૂર્વ કે ઉત્તર
દિશા ભણી મુખ રાખી બેસી, આચમન લઇ નીચેપ્રમાણે સંકલ્પ
કરવો:—

**अत्राद्य प्रातःस्नानमहं करिष्ये ।**

ત્યાર પછી **ॐ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभिस्रवंतु नः ॥** એ મંત્રથી તે જલ મંત્રી, ગંગા નર્મદાઆદિ પવિત્ર નદિઓનાં નામ સ્મરણ કરતાં નહાવું. નહાયા પછી આચમન લેવું. પછી શરીર લુંછી, ધોયેલું સુતરાઉ વસ્ત્ર અથવા ઊનનું વસ્ત્ર પહેરવું.

## ॥ भस्मनां त्रिपुंड्रनो विधि ॥

ડાબા હાથમાં થોડી ભસ્મ લઇ તેપર જમણો હાથ ઢાંકી—સંપુટ કરી, **ॐ अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्वं ह वा इदं भस्म मन एतानि चक्षूंषि भस्मानि ॥** એ મંત્રવડે તે ભસ્મને મંત્રી, તેમાં **ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥** એ મંત્રવડે થોડું જલ નાખી પછી બન્ને હાથની વચલી ત્રણ આંગળીઓવડે તે ભસ્મને **ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बंधनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥** એ મંત્ર બોલી મસળવી. પછી તે **શ્રીસૂર્યને** બતાવી, એ ભસ્મવડે કપાળ, કંઠ, હૃદય, ખભા, કોણીઓ, પડખાં, નાભી, પાંસળાં અને માથે **ॐ नमः शिवाय ।** એ મંત્રથી ત્રિપુંડ્ર ( ત્રણ આડી રેખાઓ ) કરવાં.

પછી ઉપર જણાવેલો ભસ્મ મસળવાનો **ॐ त्र्यंबकं यजामहे०** એ મંત્ર બોલી, રુદ્રાક્ષની માળા પહેરવી.

## ॥ अथ संध्याप्रयोग ॥

હવે સંધ્યાનાં પાત્રો લઇ, પૂર્વ કે ઉત્તર દિશાભણી મુખ

રાખી સંધ્યા કરવા પવિત્ર ( દર્ભ અને તેનાપર ઊનના ) આસન-પર બેસવું. સાંજની સંધ્યા કરવાના સમયે પશ્ચિમ દિશાભણી મુખ રાખીને બેસવું. ( સ્વસ્તિકાદિ આસન વાળીને બેસવું. )

પછી જમણા હાથની હથેળીમાં જળ લઇ, ડાબા હાથની પહેલી આંગળી તેને અડાડી રાખી, તે જળ અંગૂઠાના મૂળ આગળથી **ॐ भूः पुनातु** એ મંત્ર ભણીને પીવું. પછી બીજીવાર પણ એજ પ્રમાણે જળ લઇને **ॐ भुवः पुनातु** એ મંત્ર બોલીને પીવું. ત્રીજીવાર પણ એજ પ્રમાણે **ॐ स्वः पुनातु** એ મંત્ર ભણીને પીવું. એમ ત્રણ આચમન કરી જમણો હાથ ધોઇ નાખવો.

પછી **ॐ । भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॐ ॥** એ ગાયત્રી મંત્ર બોલીને શિખા બાંધવી.

તે પછી આ પ્રમાણે ત્રણ પ્રાણાયામ કરવાઃ—

પ્રથમ ડાબું નસકોરું ટચલી ને તેની પાસેની આંગળીથી દબાવી રાખી, એકવાર નીચેનો મંત્ર ભણી રહેતાં સુધી બહારનાવાયુને જમણે નસકોરેથી અંદર ખેંચવો; પછી અંગૂઠો દબાવી દઇ બંને નસકોરાં બંધ કરી એજ મંત્ર એક, બે, ત્રણ કે ચાર વાર ભણી-રહેતા સુધી રોકવો. તે વખતે ડોક નીચી નમાવવી. તે પછી જમણું નસકોરું જમણા હાથના અંગૂઠાથી દબાવી રાખી, ડાબું નસકોરું ખુલ્લું કરી ડોક ઉંચી લઇ પેટ ભૂખ્યું કરી ( સંકોચી ) ધીમે ધીમે એજ મંત્ર યથા શક્તિ વા બેવાર બોલતાં રોકેલો પવન બહાર કાઢવો; તે પછી પાછો ડાબે નસકોરેથી એક મંત્ર બોલતાં બહારનો વાયુ અંદર લેવો, પછી તે નસકોરું બંધ કરી પહેલાં જેટલી વાર

મંત્ર બોલી પવન રોક્યો હતો તેટલીજ વાર રોકવો. પછી જમણું નસકોરું ખુલ્લું કરી પ્રથમની પેઠે ડોક ઉંચી કરી તથા પેટ ભૂખ્યું કરી એજ મંત્ર બે વાર બોલતાં રોકેલો પવન બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો કહેવાય. એવા ત્રણ કરવા. પ્રાણાયામનો મંત્રઃ—

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥ ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥**

પછી જમણા હાથની હથેળીમાં કિંવા આચમનીમાં જળ રાખી, નીચેપ્રમાણે બોલી સંકલ્પ કરવોઃ—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममोपात्तदुरितक्षयार्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ॥**

[ બપોરની સંધ્યામાં **प्रातःसंध्योपासनमहं करिष्ये** ને બદલે **मध्याह्नसंध्योपासनमहं करिष्ये** અને સાંજની સંધ્યામાં **सायंसंध्योपासनमहं करिष्ये** બોલવું. અમુકને ઠેકાણે જે માસ, પક્ષ, તિથિ કે વાર હોય તે બોલવાં. ]

તેપછી ખોબામાં અથવા અર્ઘ્યાઆમાં જળ લઈ, તેમાં ચંદન, અક્ષત તથા પુષ્પ મૂકી, ઉભા થઈ **શ્રીસૂર્યનારાયણને** અર્પણ કર્યાની ભાવનાથી નીચેનો મંત્ર ભણી ત્રણ વાર અર્ધ્ય આપવાઃ—

**ॐ। भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॐ ॥**

[ બપોરની સંધ્યામાં એક અને સાંજનીમાં ત્રણ અર્ધ્ય આ-

પવા. પ્રત્યેક સમયે સંધ્યાનો કાળ વિતી ગયો હોય તો પ્રાયશ્ચિત્તનિમિત્તનો એક અર્ધ્ય વધારે આપવો. ]

પછી બંને પગના આગલા ભાગપર–પંજાપર ભાર આવે એમ પાનીઓ ઉંચી રાખી ઉભા રહી, બંને હાથ ઉંચા કરી હથેળીઓ શ્રીસૂર્યનારાયણસામી રાખી, નીચેના મંત્રો ભણી તેમનું ઉપસ્થાન કરવું.

ॐ। उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम्। देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ १ ॥ ॐ। उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः। दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥ ॐ। चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः। आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३ ॥ ॐ। तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत्। पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥४॥

પછી સવારે ને બપોરે ઉભા રહીને અને સાંજે બેસીને દશ કિંવા એકસો ને આઠ વાર ગાયત્રી મંત્રનો જપ પરમાત્મામાં મન રાખીને કરવો [ દશ વાર જપ કરવો હોય તો આપ્રમાણે કરમાળાથી કરવો.–અનામિકાનો વચલો વેઢો ૧, તેના મૂળ આગળનો ૨, કનિષ્ઠિકાના મૂળનો ૩, તેનો વચલો ૪, તેના ટેરવા આગળનો ૫, અનામિકાના ટેરવા આગળનો ૬, મધ્યમાના ટેરવા આગળનો ૭, તર્જનીના ટેરવા આગળનો ૮, તેનો વચલો ૯, અને તેના મૂળનો ૧૦. મધ્યમાના મૂળનો તથા મધ્યનો એ બે બે કરમાળાનો

મેરુ ગણાય છે માટે તે જપમાં લેવાય નહિ. ]

તેપછી નીચેપ્રમાણે બોલી ઉત્તરસંકલ્પ મૂકી સંધ્યા પૂરી કરવી.

**अनेन प्रातःसंध्याख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

[ બપોરના સંધ્યાના ઉત્તરસંકલ્પમાં **अनेन मध्याह्नसंध्याख्येन कर्मणा** અને સાંજની સંધ્યાના ઉત્તરસંકલ્પમાં **अनेन सायंसंध्याख्येन कर्मणा** એમ બોલવું.

તે પછી પોતાના શ્રીગુરુ, દેવ અને બ્રાહ્મણને બે હાથ જોડી મસ્તક નમાવી પ્રત્યેકને એક એક નમસ્કાર કરવો.

**॥ इति संध्याप्रयोग ॥**

## ॥ अथ प्रातर्होम ॥

સંધ્યા કર્યાપછી ઇચ્છા હોય તો નીચેપ્રમાણે પ્રાતર્હોમ કરવો. આ હોમ સૂર્યોદય પહેલાં કરવાનો છે.

ભૂમિપર ગોમય ( ગાયનું છાણ ) તથા જળવડે સત્તાવીશ આંગળ સમચોરસ લીંપી ચોખંડું મંડળ કરી, તેપર તાંબાના કુંડમાં અગ્નિનું સ્થાપન કરવું.

તેપછી આચમનપ્રાણાયામ કરી, નીચેપ્રમાણે બોલી સંકલ્પ કરવોઃ—

**अद्याद्य प्रातरौपासनहोमं अमुकद्रव्येण करिष्ये ॥**

પછી ડાબા હાથમાં ત્રણ સમિધ્ ( આકડો, ખાખરો, ખેર,

અઘેડા, પીંપળા, વડ, પીપર, ખીજડા, ઉમરા, દૂર્વા ( ધ્રો ) કે દર્ભ એમાંથી ગમે તેના દશ કે બાર આંગળ લાંબા, ટચલી આંગળી જેટલા જાડા, છાલવાળા, જીવજંતુવિનાના ત્રણ સૂકા કડકા ) રાખી તેમાંથી જમણા હાથવડે એક એક લઇને અગ્નિમાં હોમવા. પછી જમણા હાથમાં જળ લઇ તેની ઇશાન ખૂણાથી આરંભી ઇશાન ખૂણાસુધી પહોંચે એમ સવળી-અવળી ધારા કરી, ચંદનઆદિથી અગ્નિની પૂજા કરવી. પછી વાંસની ભુંગળીથી અગ્નિને પ્રજ્વલિત કરી તેમાં નીચેના બે મંત્રો ભણી ઘીવાળા ચોખા, દહીં અથવા જવથી બે આહુતિઓ આપવી:-[ આ હોમમાં પહેલી આહુતિમાં સો, ને બીજીમાં એથી વધારે કણ લેવા. ]

**ॐ सूर्याय स्वाहा । इदं सूर्याय न मम ॥ १ ॥**

**ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥२॥**

તેપછી બે હાથ જોડી, નીચેનો મંત્ર ભણી **શ્રીસૂર્યનારાયણનું** ઉપસ્થાન કરવું.

**ॐ विभ्राड्बृहत्पिबतु सोम्यं मध्वायुर्दधद्यज्ञपतावविहुतम् । वातजूतो यो अभिरक्षति त्मना प्रजाः पुपोष पुरुधा विराजति ॥**

પછી નીચેનો મંત્ર બોલી અગ્નિને નમન કરવું.

**ॐ चतुर्भिश्च चतुर्भिश्च, द्वाभ्यां पंचभिरेव च ।**
**हूयते च पुनर्द्वाभ्यां, तस्मै यज्ञात्मने नमः ॥**

**પછી કુંડમાંથી ભસ્મ લઇ લલાટઆદિ અંગોએ લગાડી, આચમનીમાં જળ રાખી નીચે પ્રમાણે બોલી, તે જળ નીચે મૂકી પ્રા-**

તર્હોમનું કર્મ શ્રીઇશ્વરને અર્પણ કરવું.

**अनेन प्रातरौपासनपरिचरणाख्येन कर्मणा भगवान् यज्ञरूपी श्रीमहाविष्णुः प्रीयतां न मम ॥**

॥ इति प्रातर्होम ॥

## ॥ अथ सायंहोम ॥

સાયંહોમ કરનારે સાયંસંધ્યા કર્યા પછી, પશ્ચિમભણી મુખ રાખી બેસીને સૂર્યાસ્ત થયા પછી કરવો. તેના સંકલ્પમાં **सायमौपासनहोमं अमुकद्रव्येण करिष्ये।** એમ બોલવું. પહેલી આહુતિ **ॐ अग्नये स्वाहा। इदमग्नये न मम।** એમ બોલીને આપવી તથા બીજી આહુતિ પ્રાતર્હોમ પ્રમાણે મંત્ર બોલીને આપવી. ઉપસ્થાન **ॐ समास्त्वाग्न ऋतवो वर्धयंतु संवत्सरा ऋषयो यानि सत्या। सं दिव्येन दीदिहि रोचनेन। विश्वा आभाहि प्रदिशश्चतस्रः ॥** એ મંત્રથી કરવું. નમન પ્રાતર્હોમ પ્રમાણે કરવું. ને અર્પણ **अनेन सायमौपासनपरिचरणाख्येन कर्मणा भगवान् यज्ञरूपि श्रीमहाविष्णुः प्रीयतां न मम ॥** એમ બોલીને કરવું.

॥ इति सायंहोम ॥

## ॥ नित्यदान ॥

આસનપર પૂર્વભણીના મુખે બેસી, આચમન-પ્રાણાયામ કરી દાન આપવાનો આપ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य यथाशक्तिदानमहं करिष्ये ।**

પછી જે દાનનો સંકલ્પ કર્યો હોય તે યોગ્ય પાત્રને આપી દેવું.

તેપછી નીચેપ્રમાણે બોલી, ઉત્તરસંકલ્પ મૂકી કરેલું દાન શ્રીપરમેશ્વરને અર્પણ કરવું:—

**अनेन दानेन श्रीपरमेश्वरः प्रीयताम् ।**

પ્રાતર્હોમ અને નિત્યદાન કર્યાપછી શ્રીસદ્‌ગુરુના ભક્તોએ નીચેપ્રમાણે શ્રીગુરુપૂજન કરવું.

---

## ॥ अथ श्रीगुरुपूजन ॥

આસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન-પ્રાણાયામ કરી નીચેપ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य श्रीसद्‌गुरुपूजनमहं करिष्ये ।**

તેપછી બે હાથ જોડી રાખી નીચેનો મંત્ર ભણી જવો:—

**ध्यानमूलं गुरोर्मूर्तिः, पूजामूलं गुरोः पदम् ।**
**मंत्रमूलं गुरोर्वाक्यं, मोक्षमूलं गुरोः कृपा ॥**

તેપછી બે હાથ જોડી, આંખો મીંચી, નીચેનો મંત્ર ભણતાં, પોતાના શ્રીસદ્‌ગુરુપરમાત્માના દિવ્ય સ્વરૂપને મનમાં ધારી, ધ્યાન કરવું.

**ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ।**

તેપછી નીચેનો મંત્ર ભણી જળ મૂકવું:—

ॐ भूर्भुवः स्वः श्रीसद्‌गुरुपरमात्मने नमः । ध्यानं समर्पयामि ॥

પછી ॐ भूर्भुवः स्वः श्रीसद्‌गुरुपरमात्मने नमः । એ મંત્રથી ક્રમે આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય અર્પણ કરવાં. પછી નીચે પ્રમાણે બોલી સ્તુતિ કરવી.

यस्य स्मरणमात्रेण, ज्ञानमुत्पद्यते स्वयं ।
सदैव सर्वसंपत्तिस्तस्मै श्रीगुरवे नमः ॥

તેપછી નીચેનો મંત્ર બોલી શ્રીસદ્‌ગુરુપરમાત્માને ત્રણ દંડવતપ્રણામ કરવા.

ॐ नमः सर्वहितार्थाय, जगदाधारहेतवे ।
साष्टांगोऽयं प्रणामस्ते, दीनत्वेन मया कृतः ॥

ॐ भूर्भुवः स्वः श्रीसद्‌गुरुपरमात्मने नमः नमस्कारान्समर्पयामि ।

તેપછી નીચેપ્રમાણે બોલી ઉત્તરસંકલ્પ મૂકી પૂજન શ્રીસદ્‌ગુરુપરમાત્માને અર્પણ કરવું:—

अनेन पूजनेन श्रीसद्‌गुरुदेवः प्रीयताम् न मम ॥

॥ इति श्रीगुरुपूजन ॥

---

# ॥ अथ ब्रह्मयज्ञविधि ॥

પૂર્વાભિમુખે આસનપર બેસી આચમન પ્રાણાયામ કરી નીચેપ્રમાણે સંકલ્પ કરવોઃ—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं यथाशक्ति-ब्रह्मयज्ञमहं करिष्ये ।

પછી પ્રણવ અને વ્યાહૃતિસહિત એક વાર ગાયત્રીમંત્ર બોલીને નીચેના મંત્રો ભણવાઃ—

ॐ । इषे त्वोर्ज्जे त्वा वायव स्थ देवो वः सविता मार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा वस्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन्गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि ॥ १ ॥ ॐ हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्॥ योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ ॐ ३ खं ब्रह्म ॥

તેપછી નીચેપ્રમાણે બોલી બ્રહ્મયજ્ઞની સમાપ્તિ કરવીઃ—

अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥

॥ इति ब्रह्मयज्ञविधि ॥

## ॥ अथ तर्पणप्रयोग ॥

દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન પ્રાણાયામ કર્યાપછી નીચેપ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं देवऋषिमनुष्यपितृतर्पणमहं करिष्ये ॥**

પછી નીચેના મંત્રો ભણી દેવ, ઋષિ, તથા પિતૃઓના ઉદ્દેશે તલસહિત જળના વા એકલા જળના ત્રણ અંજલિ આપવા.

**ॐ आब्रह्मस्तंबपर्यंतं, देवर्षिपितृमानवाः ।**
**तृप्यंतु पितरः सर्वे, मातृमातामहादयः ॥**
**अतीतकुलकोटीनां, सप्तद्विपनिवासिनाम् ।**
**आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥**

પહેલો અંજલિ દેવતીર્થથી (જમણા હાથનાં આંગળાંના અગ્રભાગ ઉપર થઇને પાણી જાય એવી રીતે), બીજો મનુષ્યતીર્થથી (ટચલી આંગળીના મૂળ આગળ થઇને પાણી જાય એવી રીતે) અને ત્રીજો અંજલિ પિતૃતીર્થથી (અંગુઠો તથા તેની જોડેની આંગળી એ બેના મધ્યે થઇને પાણી જાય એવી રીતે) આપવો. અંજલિઓનું જળ તરભાણામાં કિંવા પવિત્ર ભૂમિપર નાખવું.

પછી નીચેપ્રમાણે અર્પણનું ઉચ્ચારણ કરી તર્પણની સમાપ્તિ કરવી:—

अनेन यथाशक्तिदेवऋषिमनुष्यपितृतर्पणाख्येन कर्मणा पितृरूपी जनार्दनवासुदेवः प्रीयतां न मम ॥

॥ इति तर्पणप्रयोग ॥

## ॥ अथ शिवपूजनविधि ॥

પૂર્વ કે ઉત્તરભણીના મુખે આસનપર બેસી, ભસ્મનાં ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષ ધારણ કરી, આચમન-પ્રાણાયામ કરી નીચેપ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीसदाशिवप्रीत्यर्थं शिवपूजनं करिष्ये**

પછી પવિત્ર જળથી ભરેલા પૂજાના કળશની ચંદન-પુષ્પથી પૂજા કરી, **શ્રીશંકરનું** ધ્યાન કરવું. તે પછી કળશમાંના જળથી પૂજનસામગ્રીને તથા પોતાના શરીરને પવિત્ર થવાના ભાવથી ગાયત્રીમંત્ર ભણીને પ્રોક્ષણ કરવું:—

તેપછી નીચેપ્રમાણે શિવપંચાક્ષરમંત્રથી **શ્રીશંકરનું** પૂજન કરવું.

**ॐ नमः शिवाय । स्नानं समर्पयामि ।** સ્નાન કરાવવું.

**ॐ नमः शिवाय । गंधं समर्पयामि ।** ચંદન અર્ચવું.

**ॐ नमः शिवाय । पुष्पाणि समर्पयामि ।** ફૂલ અર્પણ કરવાં.

**ॐ नमः शिवाय । धूपं समर्पयामि ।** ધૂપ અર્પણ કરવો.

**ॐ नमः शिवाय । दीपं समर्पयामि ।** દીવો અર્પણ કરવો.

**ॐ नमः शिवाय । नैवेद्यं समर्पयामि ।** નૈવેદ્ય ધરવું.

પછી એજ મંત્રથી આરતી, પ્રદક્ષિણા અને નમસ્કાર કરી, એજ મંત્રનો દશ, એકસો આઠ, કિંવા સહસ્ર (હજાર) વાર જપ કરી પોતાને કાંઇ શિવસ્તુતિના શ્લોકઆદિ આવડતું હોય તો તે બોલી સ્તુતિ કરી, નીચેપ્રમાણે બોલી ઉત્તરસંકલ્પનું જળ મૂકી પૂજા પૂરી કરવી.

**अनेन पूजनेन श्रीसांबसदाशिवः प्रीयतां न मम ॥**

---

## ॥ अथ वैश्वदेवप्रयोग ॥

સ્નાન કરી, ધોયેલું અબોટિયું પહેરી લીંપેલી પવિત્ર ભૂમિપર તાંબાનો કુંડ મૂકી તેમાં અગ્નિ પધરાવી, રાંધેલો ભાત અથવા કાચા ધોયેલા ચોખામાં ઘી નાંખી, તે એક પાત્રમાં લાવી કુંડની જમણી પાસ મૂકી, ગાયત્રીમંત્રથી તેનું પ્રોક્ષણ કરવું. પછી પૂર્વાભિમુખે બેસી આચમન પ્રાણાયામ કરી નીચેપ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीपरमेश्वरप्रीत्यर्थं वैश्वदेवाख्यकर्माहं करिष्ये ।**

પછી અગ્નિને વાંસની ભુંગળીથી પ્રજ્વલિત કરી, તેમાં અગ્નિદેવ પધાર્યા; એવી ભાવના કરી તેમનું **ॐ अग्नये नमः ।** એ મંત્રથી ચંદન, અક્ષત તથા પુષ્પવડે પૂજન કરવું.

પછી તે લાવી મૂકેલા ભાત અથવા કાચા ચોખાની જમણા હાથના દેવતીર્થથી એટલે આંગળાંનાં ટેરવાંથી નીચેના ચાર મંત્રો ભણી ચાર-વાર આહુતિઓ તે અગ્નિમાં આપવી.

**ॐ भूः स्वाहा ॥ १ ॥ ॐ भुवः स्वाहा ॥ २ ॥ ॐ स्वः स्वाहा ॥ ३ ॥ ॐ भूर्भुवः स्वः स्वाहा ॥ ४ ॥**

( એ દેવયજ્ઞ થયો. )

તેપછી કુંડ અને પોતાના વચ્ચેની પવિત્ર ભૂમિપર **ॐ सर्वेभ्यो भूतेभ्यो नमः ।** એમ બોલી દેવતીર્થથી એક બલિ ( એક આહુતિ જેટલું અન્ન ) મૂકવો. ( એ ભૂત યજ્ઞ. )

પછી દક્ષિણભણી મુખ કરી અપસવ્ય ( જમણે ખભે જનોઇ ) કરી પિતૃતીર્થથી એટલે જમણા હાથનો અંગૂઠો ને તર્જનીના મધ્ય ભાગથી, મૂકેલા બલિથી દક્ષિણ ભાગમાં **ॐ पितृभ्यः स्वधा नमः ।** એ મંત્ર ભણી એક બલિ મૂકવો. ( એ પિતૃ યજ્ઞ. )

પછી પૂર્વાભિમુખે બેસી જનોઇ સવ્ય ( ડાબે ખભે ) કરી, દશ ગાયત્રીમંત્રના જપવડે બ્રહ્મયજ્ઞ ન કર્યો હોય તો કરવો. ( એ બ્રહ્મયજ્ઞ. )

બલિની સમજ.




३ १ २




તેપછી જનોઇને કંઠચ કરી, મનુષ્ય તીર્થથી એટલે જમણા હાથની ટચલી આંગળીના મૂળ આગળના ભાગવડે, પહેલા બલિથી ઉત્તર દિશામાં **ॐ हंत ते सनकादिमनुष्येभ्यः ।** એ મંત્ર બોલીને બલિ મૂકવો. ( એ મનુષ્ય યજ્ઞ. )

તેપછી ગાય, કૂતરું અને કાગડાને સારું થોડું અન્ન કાઢી,

કુંડમાંની વિભુતિ પોતાના કપાળે ધારણ કરી, અગ્નિદેવને સ્વસ્થાને પધાર્યાની ભાવના કરી, નીચેપ્રમાણે બોલી જળ મૂકી કર્મ શ્રીઈશ્વરને અર્પણ કરવું.

**अनेन श्रीवैश्वदेवाख्येन कर्मणा श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

તેપછી કોઇ અતિથિ આવ્યો હોય તો તેને વિનયપૂર્વક ભોજન કરાવીને ગૃહસ્થે કુટંબ સહિત ભોજન કરવું.

**॥ इति वैश्वदेवप्रयोग ॥**

---

## ॥ अथ भोजनविधि ॥

ભૂમિપર જળથી કરેલા ચોખંડા મંડળપર ભોજનપાત્રો રાખી. તેમાં ઘીસહિત અન્ન પિરસાયાપછી જમણા હાથમાં જળ લઇ, ગાયત્રીમંત્રવડે તે જળમાં પીરસેલા અન્નનું સંપ્રોક્ષણ કરી, તે પરમાત્માને અર્પણ કરવું. પછી દીવસે **सत्यं त्वर्तेन परिषिंचामि** એ મંત્રવડે તથા રાત્રિએ **ऋतं त्वा सत्येन परिषिंचामि** એ મંત્રવડે પાત્રની આસપાસ ફરતી જળધારા કરવી પછી ફરી પાત્રની સામી પાસ જમણેથી ડાબીભણી જાય તેવી રીતે નાની જળધારા કરવી. પછી ઘીવાળા ભાતના અથવા તે ન હોય તો પવિત્ર ખાંડના જમણીભણીથી ડાબીભણી જાય એમ ત્રણ બલિ નીચેના ત્રણ મંત્રો ભણીને મૂકવાઃ—

૧ લોઃ—**ॐ भूपतये स्वाहा नमः ॥** ૨ જોઃ—**ॐ भुव-**

**नपतये स्वाहा नमः ॥** ૩ જો:—**ॐ भूतानां पतये स्वाहा नमः ॥**

પછી જમણા હાથની હથેળીમાં જળ લઇ **ॐ अमृतोपस्तरणमसि स्वाहा** એ મંત્ર બોલી આચમન કરી, ડાબા હાથવડે ભોજનપાત્રને સ્પર્શ કરી, મૌનપણે **ॐ प्राणाय स्वाहा, ॐ अपानाय स्वाहा, ॐ व्यानाय स्वाहा, ॐ समानाय स्वाहा, ॐ उदानाय स्वाहा** એ પાંચ મંત્રો વડે, પ્રત્યેક મંત્રથી એક એક એમ પાંચ આહુતિઓ પ્રાણને ઘીવાળા અથવા દૂધવાળા ભાતની આપવી. પછી પાત્રપરથી ડાબો હાથ ઉપાડી લઇ તેને ધોઇ, તે હાથની અનામિકા આંગળીથી બન્ને નેત્રને સ્પર્શ કરવો. પછી રુચિપ્રમાણે જમવું.

જમી રહ્યા પછી શેષ અન્નમાંથી પાત્રની ડાબી પાસ એક ચિત્રાહુતિ દેવી. પછી જમણા હાથમાં પાણી લઇ **ॐ अमृतापिधानमसि स्वाहा** એ મંત્રવડે અર્ધું પાણી પી જઇ, બાકીનું અર્ધું જ્યાં ચિત્રાહૂતિ મૂકેલી છે તે ઠેકાણે પિતૃતીર્થની રીતે એટલે અંગૂઠા ને તર્જનીના મધ્યભાગથી રેડવું. પછી હાથ મુખ ધોઇ, કોગળા કરી, મુખ શુદ્ધ કરી બે આચમન લેવાં. તેપછી પાન–સોપારીઆદિ કાંઇપણ મુખવાસ લઇ વસ્ત્ર બદલવું.

## ॥ गौणस्नान ॥

આસ્નાનો જ્યારે રોગથી શરીર બહુ અશક્ત હોય ત્યારે જ કરવાનાં છે; પણ ટાઢના ભયથી કે પ્રમાદથી મુખ્ય સ્નાનને બદલે તે કરીને ચલાવવાનું નથી.

**ૐ आपो हि ष्ठा०** એ મંત્રથી અંગને જળનું પ્રોક્ષણ કરવું તે **મંત્રસ્નાન**, દશ ગાયત્રીમંત્રથી જળને મંત્રી તેનાથી શરીરને પ્રોક્ષણ કરવું તે **ગાયત્ર્યસ્નાન**, શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાવવી તે **આગ્નેયસ્નાન**, વસ્ત્રને પલાળી તેનાવડે શરીરને લુંછવું તે કાપિલસ્નાન, મૃત્તિકાથી સ્નાન કરવું તે **પાર્થિવસ્નાન** અને આત્મચિંતન કરવું તે **માનસસ્નાન** કહેવાય છે. અશક્તસ્થિતિમાં આ સ્નાનો કરવાથી પણ સંધ્યા અને જપ કરી શકાય છે. દેવપૂજનાદિ થાય નહી.

## ॥ सूतकमां संध्या करवानो विधि ॥

સૂતકમાં પ્રાણાયામ મંત્રરહિત કરવા. ગાયત્રીમંત્ર સ્પષ્ટ બોલી અર્ઘ્ય આપવા. ઉપસ્થાન ન કરવું. દશ ગાયત્રીનો માનસ જપ કરવો.

## ॥ सायंकाळ ॥

સાયાહ્નસમયે સાયંસંધ્યા કર્યાપછી આગળ બતાવ્યા પ્રમાણે સાયંહોમ કરવો. પછી પ્રથમ ઘીનો દીવો થયો હોય તેની નીચેના મંત્રથી પ્રાર્થના કરવી.

**दीपो ज्योतिः परब्रह्म, दीपो ज्योतिर्जनार्दनः ।**
**दीपो हरतु मे पापं, सन्ध्यादीप नमोऽस्तुते ॥ १ ॥**

પછી રાત્રિએ ભોજન કરવું. તેપછી ધર્મનાં પુસ્તકો કિંવા પોતાને અગત્યના ગ્રંથોનું વાચન કરી નિશ્ચિંત થઇ, ઇષ્ટદેવના સ્મરણ–ધ્યાનપૂર્વક નિદ્રા લેવી.

---

# ॥ यज्ञोपवीतधारणप्रयोग ॥

સૂતક તથા ગ્રહણની સમાપ્તિએ અથવા ત્રૂટી જાય ત્યારે કે મંદગીના પ્રસંગે અશુચિપણું પ્રાપ્ત થયું હોય તેની નિવૃત્તિમાં, નીચે પ્રમાણે નવું જનોઇ પહેરવું.—

પ્રથમ આસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं नवीनयज्ञोपवीतधारणमहं करिष्ये ॥**

પછી જનોઇને જળથી ધોઇ, કરસંપુટમાં રાખી તેનું દશ ગાયત્રીમંત્રથી અભિમંત્રણ કરવું. પછી બંને હાથનાં અંગૂઠાતર્જની તથા કનિષ્ઠિકામધ્યમાની વચ્ચે જનોઇ રાખો, બન્ને હાથ ઉંચા કરી સંધ્યાના ઉપસ્થાનમાં બતાવેલો **ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम०** એ મંત્ર પૂરો બોલી, તે જનોઇ **શ્રીસૂર્યને** દેખાડવું. પછી નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ। यज्ञोपवीतं परमं पवित्रं, प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।**
**आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतं बलमस्तु तेजः॥१॥**
**ॐ।यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥**

એ મંત્રો બોલી, બન્ને હાથ નીચા કરી, ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. પછી આચમન લેવું. ગૃહસ્થ હોય તેણે તેવીજ રીતે બીજું જનોઇ પહેરવું. ( કેટલાક ઉપવસ્ત્ર નિમિત્તે ત્રણ

પહેરે છે પણ ઉપવસ્ત્રનું કામ જનોઇથી સરતું નથી માટે અવશ્ય દ્વિજે ઉપવસ્ત્રરહિત કદાપિ રહેવું નહિ. ) પછી આચમન લઇ દશ ગાયત્રીમંત્રનો જપ કરવો.

પછી નીચેનો મંત્ર બોલી, શિરોમાર્ગેથી જૂનું ઉપવીત કાઢી નાંખવું.

एतावद्दिनपर्यन्तं, ब्रह्मत्वं धारितं मया ।
जीर्णत्वात्त्वत्परित्यागो, गच्छ सूत्र यथासुखम् ॥

પછી કરેલો ગાયત્રીમંત્રનો જપ નીચે પ્રમાણે બોલી શ્રીસૂર્ય-ભગવાન્‌ને અર્પણ કરવો.

अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्रीजपकर्मणा श्रीसवितादेवता प्रीयतां न मम ॥

॥ इति यज्ञोपवीतधारणप्रयोग ॥



# સૂચના.

જે દ્વિજો આહ્નિકપ્રકાશ પ્રમાણે કિંવા સંધ્યાદિ પ્રમાણે પોતાનું નિત્યકર્મ કરવાની શ્રદ્ધા તથા અનુ? તેમને માટે આ લઘુનિત્યકર્મ નથી. તેમજ જે દ્વિજો કરવામાં તત્પર થયેલા હોય, ને તેના કરતાં આ સાધન ટુ-વાથી ઝટ પાર આવી જશે એમ જાણી તે મૂકીને આ પ્ર કરવા ધારે તો તેમના માટે પણ આ નથી. પરંતુ જે દ્વિજબા ને વર્તમાન પદ્ધતિ અનુસાર વિદ્યાભ્યાસ કરવામાં પોતાના સમયનો વિશેષ ઉપયોગ કરવો પડતો હોવાથી તેમને જોઇએ તેટલો સમય નિત્યકર્મ કરવા માટે મળતો નથી, તેથી તેઓ પોતાના આવશ્યક કર્તવ્યરૂપ સ્વધર્મ-કર્મથી વિમુખ રહેતાં ઉન્નતિના માર્ગમાં આ-ગળ વધી શકતા નથી. તથા '**संध्याहिनो त्रिभिर्दिनैः ।** દ્વિજ સંધ્યાવંદનવિના ત્રણ દિવસ રહેવાથી શૂદ્રપણું પામે છે.' એ સ્મૃ-તિવચનાનુસાર જોતાં તો કેટલાક વિદ્યાર્થિઓ ઉપનયનસંસ્કાર થયા પછીથી તે વિદ્યાભ્યાસ પૂરો થતાસુધી સમયના અભાવે કર્મવિમુખ રહી પોતાનું યથાર્થ બ્રહ્મત્વ સંપાદન કરી શકતા નથી તેથી તેઓ થોડા સમયમાં પોતાનું નિત્યકર્મ કરી, બ્રહ્મત્વ જાગવી શકે અને તેથી દિ-વસે દિવસે સ્વધર્મશ્રદ્ધા વૃદ્ધિ પામતાં છેવટે તેઓને પોતાની આત્મો-ન્નતિનો માર્ગ શોધવાની ઇચ્છા પ્રકટે ને તેથી તેને પ્રાપ્ત કરી કૃતકૃત્ય થાય એવા હેતુથી, તથા જે દ્વિજો રેલવે, તાર અને મેશીની અતિ વ્યવસાયી નોકરીમાં ગુંથાયેલા છે કે જેમને નિત્યકર્મ કરવાની શ્રદ્ધા છતાં પણ જોઇએ તેટલો સમય ન મળવાથી કર્મવિમુખ રહી, પોતાની આત્મોન્નતિ સાધી શકતા નથી એઓને માટે આ સર્વ વેદના દ્વિજોને ઉપયોગી લઘુનિત્યકર્મ પ્રકટ કરવામાં આવ્યું છે.

લ. પ્રકટકર્તા.

# પુસ્તકોનું વિજ્ઞાપન.

---

આઠઉપનિષદો ૧૧૮-૧૧ મૂળ તથા તેનું વિવેચન, અને ૧૦૭ તત્ત્વહોનો સાર. રૂ. ૬-૦-૦ વેદાંતદર્શન કાચા પુંઠાવાળું. રૂ. ૬-૦-૦. પાકા પુંઠાવાળું. રૂ. ૩-૮-૦ પાતંજલયોગદર્શન કાચા પુંઠાવાળું. રૂ. ૨-૦-૦ પાકા પુંઠાવાળું. રૂ. ૨-૮-૦ સદુપદેશ-દિવાકર પ્રથમ કિરણ. રૂ. ૦-૧૨-૦ સુબોધકલ્પલતા રૂ. ૦-૧૦-૦ મનુષ્યમિત્ર. રૂ. ૦-૪-૬ ઉપદેશગ્રંથાવલિ, અંક ૧૧ થી ૨૫ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦-૯-૦ ઉપદેશગ્રંથાવલિ, અંક ૧ થી ૧૦ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦-૪-૦ સ્વાભાવિકધર્મ. રૂ. ૦-૪-૦ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. રૂ. ૦-૨-૬ શ્રીનાથસ્વરોદય. રૂ. ૦-૪-૦ શ્રી પ્રણવવિસ્તારપદ. રૂ. ૦-૨-૬ શ્રીઅંતર્યામીના આદેશો સોનેરી નામ-વાળા કપડાનું પુંઠું. રૂ. ૦-૧૦-૦ રેશમી પુંઠાવાળું. રૂ. ૦-૮-૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ શ્રીયોગપ્રભાકર નવી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ સરલાટીકાસહિત ભગવદ્ગીતા બીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૬ પ્રણવપદ ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ પંચદશી. રૂ. ૪-૦-૦ કર્તવ્યબોધ. રૂ. ૦-૮-૦ સદુપદેશમાળા ભાગ પહેલો રૂ. ૦-૩-૬ રહસ્યદીપિકાટીકાવાળાં ભગવદ્ગીતા ત્રીજી આવૃત્તિ છપાય છે.

ઉપરના ગ્રંથો નીચે લખેલે ઠેકાણેથી વિ૦ પિ૦ થી વા રોકડ મૂલ્યથી મળી શકશે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.

બીલખા. કાઠિયાવાડ.

---